सारे जहांसे अच्छा, हिंदोस्ता हमारा.



મંગળદાસ હરકીશનદાસ-સુરત.

# રાષ્ટ્રીય

# બાળપોથી.



લેખક,

**મોહનનાથ કેદારનાથ દીક્ષિત.**

એલ. એમ. એન્ડ એસ.

---

પ્રકાશક,

**મંગળદાસ હરકીશનદાસ**

**બુકસેલર–સુરત.**

---



---

**૧૯૨૩.**

---

**કિંમત ૦–૨–૦**

રાષ્ટ્રીય શિક્ષણમાં મદદ કરવા આ નમ્ર યત્ન કર્યો છે.

કવિતાઓ માટે તેમના કર્ત્તાઓનો આભાર માનવામાં આવે છે.



દીક્ષિત.

છાપનાર,

**કંચનલાલ ચુનીલાલ ગાંધી**

મા "ઇંડીઆ" પ્રી. પ્રેસ, ભાગાતળાવ રોડ-સુરત.

રાષ્ટ્રીય

# બાળપોથી.



ન  નગારૂં.

મ  મગર.

ભ  ભમરડો.

ત  તરવાર.

લ  લખોટો.

ગ  ગધેડું.

જ  જમરૂખ.

ઝ  ઝભલું.

ર  રથ.

સ  સસલું.

શ  શાહામૃગ.

ચ  ચકલી.

વ.  વહાણ.

પ.  પતંગ.

દ  દરાખ.

ઘ  ઘર.

ધ  ધજા.

ઉ ઉતરડ.

છ  છત્રી.

ઈ ઈયળ.

ઘ  ઘોડું.

ઢ  ઢાલ.

ય  યતિ.

થ  થડ.

ડ  ડગલો.

ઠ  ઠળીઓ.

ઙ  ઙમળ.

ફ  ફણસ.



હ      હરણ.



બ      બકરી.



ખ      ખડીઓ.

અ      અજગર.

# મૂળાક્ષર.

## સ્વર

અ આ ઇ ઈ ઉ ઊ

એ ઐ ઓ ઔ અં અઃ

## વ્યંજન

| | | | | |
|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ |
| ચ | છ | જ | ઝ | ઞ |
| ટ | ઠ | ડ | ઢ | ણ |
| ત | થ | દ | ધ | ન |
| પ | ફ | બ | ભ | મ |
| ય | ર | લ | વ | શ |
| ષ | સ | હ | ળ | ક્ષ |
| | | જ્ઞ | | |

## બારાખડી

ક કા કિ કી કુ કૂ

કે કૈ કો કૌ કં કઃ

શિક્ષકોને સુચના–'ક' ની બારાખડી પ્રમાણે [illegible] બીજા બધા અક્ષરોની બારાખડી બાળકો પાસે તૈયાર કરાવવી. વચ્ચે કોઈક અક્ષરો બતાવી વંચાવી ઓળખાવવી.

## પાઠ પહેલો.

| | | | |
|---|---|---|---|
| વન | લખ | જળ | તલ |
| ખલ | નળ | મધ | નખ |
| નવ | કર | ઘર | મધ |

| | | |
|---|---|---|
| રતન | મલમ | લગન |
| મગર | બળદ | કલમ |
| છગન | મગન | દમન |
| નગર | ટગર | ફરજ |
| ગગન | હળદર | જગન |
| હરણ | ઝરણ | કરણ |
| મરણ | ફણસ | જણસ |
| કરવત | અજગર | અહમદ |

## પાઠ બીજો.

| | | |
|---|---|---|
| બા | જા | પા |
| ખા | મા | ના |
| કાકા | મામા | દાદા |
| મારા | તારા | રાજા |
| માસા | પાસા | બાબા |
| શાળા | બાળા | માળા |
| પાળ | લાળ | નાળ |
| બાલ | લાલ | પાલ |
| દશરથ | મગદળ | સરકસ |
| ચાર | લાચાર | સમાચાર |

———

પાઠ ત્રીજો.

| | | |
|---|---|---|
| એક | એ | દોર |
| બેન | પેન | લેખણ |
| મને | તને | તેને |
| મારે | તારે | તમારે |

પેલા કાકા આવે છે?

હા, એ કાકા છે.

કાકા પાસે પેન છે.

લે, આ પેન લે.

એક બેનને આપજે.

પાઠ ચોથો.

નહિ ઘી બી પી

ખાટી ખાડી ખાદી

બારી જાળી સારી

સીસી લીસી અગાસી

કીડી બિલાડી આગગાડી

સ્ટેશનથી ગાડી નીકળી.

ઘી ઝટ ખાઈ જા.

પેલી બિલાડી આવી.

એને ઘી ભાવે છે.

એને ખીજવ નહિ.

એ તને નખ દેશે.



## પાઠ પાંચમો.

જૂ લૂ ભૂ બહુ

મનુ ધનુ ભાનુ નાનુ

બાબુ સાબુ લાડુ ચાકુ

વારૂ વીરૂ બાઉ ઊન

કુમુદ આમ આવ.

મને ભૂખ લાગી છે.

લે, આ પુરી ખા ને ભૂ પી.

બા, સાડી લાવી છે.

ખાદીની સાડી સારી.

મને ખાદી બહુ ગમે છે.



પાઠ છઠ્ઠો.

પૈસો   તૈયાર   કોટ   સૌ

તારી કફની તૈયાર છે.

તેને પૈસા આપી આવ.

બા, હવે રોજ કફની પહેરીશ.

કાળો કોટ સારો નથી.

ટોપી પણ ખાદીની પહેરીશ.

હવે તો સૌ ખાદી પહેરે છે.

એ આપણા દેશની છે.



પાઠ સાતમો.

## રંગ બંગડી હું કેળું

જુઓ, આ છોકરો શું ખાય છે?

એ કેળું ખાય છે.

એ કેળાંનો રંગ કેવો છે?

એનો રંગ પીળો છે.

તને કેળું ભાવે છે? હા, જી.

આ કંકુનો રંગ કેવો છે?

એનો રંગ રાતો છે.

બુલબુલ, તારી બંગડીનો રંગ કેવો છે?

એનો રંગ વાદળી છે.

તને બીજા રંગો આવડે છે? ના, જી.



પાઠ આઠમો.

રાજા રામ રામ રામ
સીતા રામ રામ રામ.

---

બુલબુલ પાસે ઘેટું છે.
બરફ જેવું ઉજળું છે.
બુલબુલ જ્યાં જ્યાં ફરવા જાય;
ઘેટું તેની પાછળ જાય.
કોતર ખેતર વાડો માંય,
મારી ઠેકડા નાસી જાય;
બુલબુલને ઘેટું બહુ ગમે,
હસતાં હસતાં બંને રમે.

પાઠ નવમો.

દૂધ મીઠું લાગે છે.
મરચું તીખું લાગે છે.
શેરડી ગળી લાગે છે.
કાચકો કડવો લાગે છે.
મીઠું ખારૂં હોય છે.
આમલી ખાટી હોય છે.
ગળી ચીજ સૌને ભાવે છે.
ઘણું ગળપણ ખાવાથી રોગ થાય છે.
તે રોગ વૈદ મટાડે છે.
વૈદને પૈસા આપવા પડે છે.
તે કડવાં ઓસડ પાય છે.
ત્યારે રોગ મટે છે.



### પાઠ દશમો.

મારે ઘેરે રામની છબી છે.

તેને હું સવારે પગે લાગું છું.

પછી મારાં માબાપને નમું છું.

દરરોજ હું નિશાળે જાઉં છું.

મારી નિશાળમાં પાટલીઓ નથી.

અમે જાજમ પર બેસીએ છીએ.

નિશાળમાં અમારી છબી પડાવી હતી.

તેમાં મારી છબી સરસ પડી છે.

મારા કાળા વાળ સારા લાગે છે.

મેં ખાદીનાં કપડાં પહેરેલાં છે.

ગાંધીજી ખાદીનાં કપડાં પહેરવા કહે છે.



## પાઠ અગીઆરમો.

ગાય બરાડે છે.

ઘોડો ખોંખારે છે.

ગધેડું ભૂંકે છે.

કુતરો ભસે છે.

સિંહ ગર્જના કરે છે.

વાઘ ઘુરકે છે.

બકરી બેં બેં કરે છે.

કાગડો કા કા કરે છે.

કોયલ કુઊ કુઊ બોલે છે.

ચકલી ચક ચક કરે છે.

ઉંદર ચૂં ચૂં કરે છે.

આગગાડી કૂક કૂક કરે છે.

વરસાદ ગાજે છે.

વિજળી ચમકે છે.

પાઠ બારમો.

# ગાય.



ગાય, ગાય, આવ.
ગાયની જોડે વાછરડી પણ આવી.
બા, એ કેવી સુંદર છે?
રંગે ધોળી ધોળી છે.
બા, એને પંપાળું?
હા, પંપાળ. બહુ સુંવાળી લાગે છે.
જો, એ કેવી ધાવે છે?
બા, આ ગાયનું દૂધ દોહી લે, તો પછી વાછરડી શું ધાવે?
ગાયને ચાર આંચળ હોય છે; તેમાંથી એક વાછરડીને માટે રાખે છે.
બા, જો કેવી ઉભી પુછડી કરી વાછરડી દોડે છે!
મને એ બહુ ગમે છે.

---

પાઠ તેરમો.

## ગુલાબ.



જુઓ, આ શેનું ઝાડ છે?
એતો ગુલાબનો છોડ છે.
એની ઉપર ગુલાબનું ફૂલ છે.
બા, મને એ ફૂલ બહુ ગમે છે.
એની સુગંધ કેવી સારી છે!
એનો રંગ ગુલાબી છે.
બા, એ ફૂલ હું લઉં?
ના, કાંટા વાગશે.
ગુલાબના છોડને કાંટા હોય છે.
એનાં પાંદડાં નાનાં છે.
તે રંગે લીલાં છે.

---

પાઠ ચૌદમો.

# કુતરો.



બા, જો આ કેવો સારો કુતરો છે. એનો રંગ ધોળો છે. મામાના કુતરાનો રંગ કાળો છે. મગનને ઘેર એક કુતરી છે. તેને સાત કુરકુરીયાં છે. તેમાં એક કુતરો છે. તેનો રંગ ધોળો છે. બા, તેને આપણે ઘેરે લઈ આવું? ના. હજુ એની આંખ ઉઘડી નથી. આંખ ઉઘડે પછી લાવજે. બા, હજી તો બધાં બચબચ ધાવે છે. દૂધ પીતાં આવડે, પછી લાવીશું.

---

પાઠ પંદરમો.

# ઘોડો.



આ ઘોડો કેવી છટાથી ઉભો છે?
એની ગરદનના વાળ કેવા સુંદર છે!
એના કાન નાના છે.
તે ઉભા રાખે છે; ત્યારે બહુજ સુંદર દેખાય છે.
એનો રંગ ધોળો છે.
એની ચામડી સુંવાળી ને ચળકતી છે.
બા, હું ઘોડે બેસું?
ના, એ ઘોડો મોટો છે. તું નાના ટટ્ટુ પર બેસજે.
તે રંગે કાળું છે, અને તોફાની છે.
તોફાની ઘોડાપર જે છોકરો બેસે, તે બહાદુર કહેવાય.
પણ બા, પડી જવાય તો?
ઘોડે ચડે તે પડે પણ ખરા.
બીકણ બાયલાથી ઘોડે બેસાય નહિ.

પાઠ સોળમો.

# બિલાડી.



આ બિલાડી ધોળી છે.
તેને ચાર પગ છે.
તેને પગે નખ છે.
તે તીણા હોય છે.
દિવસ કરતાં બિલાડી રાતે વધારે જોઇ શકે છે.
બિલાડી બહુ રખડે છે.
તે કદી ભૂખે મરતી નથી.
ઉંદર અને ખીસકોલીનો શિકાર બિલાડી ઘણીવાર કરે છે.
બિલાડીને વાઘની માસી કહે છે; કારણ કે ઘણી બિલાડીઓ વાઘના રંગની હોય છે.

પાઠ સત્તરમો.

# ઈશ્વરપ્રાર્થના.

ઓ ઇશ્વર ભજીએ તને,
મોટું છે તુજ નામ;
ગુણ તારા નિત ગાઇએ,
થાય અમારાં કામ.
હેત લાવી હસાવ તું,
સદા રાખ દિલ સાફ;
ભૂલ કદી કરીએ અમે,
તો પ્રભુ કરજે માફ.

( બાળપોથી )

---

પાઠ અઢારમો.

# શિખામણ.

પરોઢીએ નિત ઊઠીને, લેવું ઇશ્વર નામ;
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ.
કહ્યું કરો માબાપનું, દો મોટાંને માન;
ગુરૂને બાપ સમા ગણો, મળશે સારૂં જ્ઞાન.
જુઠું કદી ન બોલવું, તજવું આળસ અંગ;
હળીમળીને ચાલવું, રાખો સારો સંગ.



નિત જવું નિશાળમાં, ભણવું ચોટી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી, રૂડી રાખી રીત.
રાખો નહિ મન રમતમાં, સમજો સારી પેર;
નિશાળમાંથી નીસરી, જવું પાસરૂં ઘેર.

( પહેલી ચોપડી )

પાઠ ઓગણીસમો.

## બાળકોને શિખામણ.

કપડાં સાદાં ચોકખાં પહેરી
નિત્ય નિશાળે જઈએજી.
માતપિતાને વંદન કરીને
ગુરૂને પાયે નમીએજી.
ભણતી વેળા ધ્યાન દઈને
પુરૂં શીખી લઈએજી.
નહિ સમજાયે ત્યાં અટકીને
પૂછી સમજી લઈએજી.
સાચું કહેતાં દુઃખ પડે કંઈ
તેથી લેશ ન ડરીએજી.
સાચાને ના આંચ કદી કંઈ
અંતે સુખીઆં થઈએજી.

( કલ્યાણજી )



પાઠ વીસમો.

## ચાંદો

હસતી ચંદા મુજને ગમે,
નદી જળે પડીને જે રમે;
ચંદા જાગે આખી રાત,
દિવસે તો સંતાડે જાત.
ચંદા ચળક ચળક તું થજે,
પછી નદીમાં ડૂબી જજે.



# તૈયાર છે

| | | |
|---|---|---|
| રાષ્ટ્રીય | બાળપોથી. | ૦-૨-૦ |
| ,, | પહેલી ચોપડી. | ૦-૩-૦ |
| ,, | બીજી ચોપડી. | ૦-૪-૦ |



બાકીની ચોપડીઓ તૈયાર થાય છે.



પુસ્તક મળવાનું ઠેકાણું:-
મંગળદાસ હરકીશનદાસ
ઠે. ભાગાતળાવ રોડ, સુરત.

